૩૯૨૪

શ્રી

# जैनगूण प्रार्थना माळा.

दोहरो.

જળે સ્થળે જુઓ સેવીએ, જીવ આપણો જેમ;
આ પુસ્તક ત્યમ સેવશો, અરજ અમારી એમ.

આવૃતિ ૧ લી–પ્રત ૧૦૦૦

રચનાર.

## વાડીલાલ ઓઘડ વ્હોરા.
## લીંબડીવાળા.

છપાવી પ્રગટ કર્તા.

**શ્રી જૈન બાળજ્ઞાનોદય સભા.**

બારેજા.—દસક્રોઈ.


અમદાવાદ.

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ" માં છાપ્યું.

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯.

કિંમત ૧। આનો.

૩૯૨૪

# श्री जैनगूण प्रार्थना माळा.

---

## श्री सर्व ज्ञानायनमः

### નારાચ છંદ.

કૃપા કરી કૃપાલુ આજ દાદ ધ્યાન ધારીએ,
સભાતણા જીનેંદ્રરાય દોષણો નિવારીએ;
અતીજ લોભ મોહમાં અમે રહ્યા હળીમળી,
નિરંજનં નિરાકરં નમેજ જૈન મંડળી. ૧
અમે અનંત કૂડમાં મચી ન ધર્મ આદર્યું,
વળી નિહાળી નારનેજ પીંડ પાપનું ભર્યું;
ભમ્યાજ ભુતળે ન સેવ તાહારી કરી વળી,
નિરંજનં નિરાકરં નમેજ જૈન મંડળી. ૨
બન્યાજ રાય રંકને અનેક જાત પામીયા.
ધર્યું ન ધર્મ રત્ન હાથ જન્મને ગમાવીયા;
નમે તર્યા જીનેંદ્રરાય દોષણોજ સૌ દળી,
નિરંજનં નિરાકરં નમેજ જૈન મંડળી. ૩
અનેક દેવ દેખીયા જગે અમે ફરીફરી,
રીઝ્યું ન ચિત તે થકીજ આશ તાહારી ધરી;
નિવાર આજ કુમતી સભાસદો નમે લળી,
નિરંજનં નિરાકરં નમેજ જૈન મંડળી. ૪
જયંત જાગૃ આ અમે શું ચેનમાં ચેરાઈ,

નિવાર પાપ માહરૂં અતીજ દુઃખ થાય છે;
નમું હું નાથ વાડીલાલ દુર્ગતી દીયે દળી,
નિરંજનં નિરાકરં નમેજ જૈન મંડળી. ૫

# अथ चतुरवीशी लीख्यते.

## अथ रीखव जीन स्तवन.

રાગ **પાલણાનો** (માતા ત્રીસલા ઝુલાવે પુત્ર.) એ દેશી.
નમીએ નેહ ધરીને નિત્ય રીખવજીન સાહીબા,
માતા મારૂદેવાનો નંદન જગદાધાર;
દેજો દરીશન મુજને મંગળ શુભ મનોહારીઆં,
લહીએ અવિચળ જેથી વંછીત શીવ સુખસાર. નમીએ. ૧
જનમ્યા જીનજી ઉત્તમ વિનિતા નગરીમાં વળી,
મનોહર નાભીરાયા કુળ મંડણ અતિસુખ શાંત.
લંછન ધોરી સુંદર કાયા કંચન શોભતી;
ગુણ ગણધારક ગણધર ચોરાસી વિખ્યાત. નમીએ. ૨
સેવક નેહ ધરીને રાવકરે શ્રણુ સાહીબા;
ભરીઆ ગુણ અનંતે જગ તારક જીનરાય;
પુરણ પાપ પડળથી અવરાણો હું આગળો;
મુજપર મહેર કરોતો દુષ્કીત દૂર પળાય. નમીએ. ૩
પકડયો પાલવ મેં તુમ પુરણ પ્રીત ઉરે ધરી;
જયું જળસાથે અતિશે આનંદે છે મીન;
ત્યું તુમ દરીશન કરકે મન લોભાણું માહરૂં;

ચાહે ચિત સદા તુમ ચાકરીએ આધીન. નમીએ. ૪
કહે કર જોડીને ઉત્તમ અંગ નમાવતો;
ધારી મોતીવિજય ગુરૂરાજ તણો આધાર;
વંછીત માગે વાડીલાલ નમી શુભ નેહથી;
આપો ભવજળ તરવા તુમ સેવા સુખકાર. નમીએ. ૫

## अथ अजीत जीन स्तवन.

### રાગ બનજારા.

( મુજ છોડ ચલા બનજારા ) એ દેશી.

હે અજીતનાથ પ્રભુ પ્યારો; જીનરાજ અરજ ઉર ધારો; એ ટેક

તુમે વિજયા દેવીના જાયા; શુભ જીતશત્રુકુળ આયા;
ધન્ય ઠાઠ બન્યોજ તમારો; જીનરાજ અરજ ઉર ધારો. ૧
તુમ સભા બની અતી ચંગી, શુભ એક લાખમુની સંગી;
વળી સાધવી સાથ અપારો; જીનરાજ અરજ ઉર ધારો. ૨
તુમ કંચન વરણી કાયા, ગજ લંછન છે પ્રભુ પાયા;
વળી અયોધ્યા રાજ તમારો, જીનરાજ અરજ ઉરધારો. ૩
હું ભમીયો કાળ અનાદી, બન્યો રાય રંક અધ જાતી;
કદી દીઠો ન તુજ દેદારો, જીનરાજ અરજ ઉર ધારો. ૪
હું આવ્યો હવે તુજ શરણે, કહું શીશ નમાવી ચરણે;
ભવ સાગર પાર ઉતારો, જીનરાજ અરજ ઉર ધારો. ૫
શુભ વરસ શીખી યુગ નંદે, શુભ ચંદ્ર શોહે આનંદે;
દિન આસો પુનમનો સારો, જીનરાજ અરજ ઉર ધારો. ૬
ગુરૂ મોતિવિજય આધારે, વદે વાડીલાલ સુ પ્યારે;
નમું જીનવર વાર હજારો, જીનરાજ અરજ ઉર ધારો. ૭

## अथ संभव जीन स्तवन.

( રીખવ જીણુંદ વીમલગીરી મંડણ ) એ દેશી.

સયળ સુહંકર સંભવરાયા, જગતારક તુજને કહીયે;
તું શીવપુર સંગી ( ભલા તું ) દાસકી અરજ સદા ચિતમેં ગ્રહીયે. ટેક
રાય જીતારી કુળધર ચંદા, માત સેનાદે તુજ કહીયે;
તુમ લંછન શોહે (૨) અશ્વ અનોપમ નામ સદા લહીએ. સયળ. ૧
સકળ શીરોમણી નયરી સાવથી, જન્મ તુમારો ત્યાં કહીયે;
શુભ મ્રગશીર માસે, (૨)ચૌદ દિનપર જન્મ સફળ લહીયે: સયળ. ૨
મ્રગશીર પુનમ દિવસે દિક્ષા, ઓછવ રંગ અધીક કહીયે;
શુભ પંચમી ચૈત્રે (૨) મોક્ષ તણો દિન એજ પ્રભુ ગ્રહીયે. સયળ. ૩
આશ ધરી પ્રભુ અબ એક તારી, જગ ઉપગારી તુજ ચહીયે;
નિત્ય કેસર ઘોળી, (૨) સદા તુમ સેવ કરી રહીયે. સયળ. ૪
બાળ જ્ઞાનોદય મંડળ પ્રેમે, ગુણ સંભવજીન તુજ ગાઈએ;
નિત્ય વંદન પ્યારા(૨) વાડીલાલ તુજ દાસ સદા કહીએ. સયળ. ૫

## अथ अभीनंदन जीन स्तवन.

( અબધુ એસો જ્ઞાન વિચારી. એ દેશી. )

મો હ ન વં દુ હું વાર હ જા રી તે રે,
જા પ જપે જ ય કા રી મો સિધા નં દા,
વિ નિ તા વા સી વિ ન ત ડી અ વ ધા રી,
રા જ રા જે શ્વ ર પા ર ઉ તા રો પાય.
પ ડું વા ર વા રી મો કા લા વા લા બા ળ,
ક રે તે તા ત લી યો સિ ત ધા રી વા ત;

ડી આ પ ન હીં જ ધ રે તો શી ગ તી લ
ખ વી મા રી, મો. અ ભી નં દ ન તુ જ મુ.
ર તી બ હુ ધી લા ગ ત લા લ ઓ પ્યા રી;
ના થ.ની રં જ ન ભ વ ભ ય ભં જ ન,
વા ણી ર શી લી તા રી મો ઘ ટ માં આ વી.
આ પ બી રા જે ધ્યા ન ધ રૂં સુ ખ કા રી;
વા ડી લા લ એ ધ ડ પ્રભુ મા ગે સિ દ્ધ;
વ ડ દો જ ય કા રી મો. ૫.

## अथ सुमतीजीन स्तवन.

**ગજલ સોરઠની** (ડુબ્યો આજ તાપ વિલાપમાં. એ દેશી.)

પ્રભુ સુમતી તુંજને નમું અતી પ્રેમ અંતર આણીને. ટેક
કુળ મેઘરાય તણું ભલું પ્રભુ માત મંગલા જાણીએ;
સુદી આષ્ટમી વઈશાકનો દિન જન્મનોજ પ્રમાણીએ. પ્રભુ. ૧
શુભ કાય કંચન જાણીએ પુર અયોધ્યા અતી શોભતું;
ત્રણુસેં ધનુશની કાય છે નીરખી અતીમન લોભતું. પ્રભુ. ૨
આયુ લાખ ચાળીસ પૂર્વનું વળી કૌચ લંછન જાણીએ;
શુભ સીંહ રાશી શોભતી, વળી સભા ઠાઠ વખાણીએ પ્રભુ ૩
પ્રભુ સપ્ત માસ નવે દિને, તુમ દિક્ષા ઓછવ કીજીએ;
સુદી ચૈત્ર માસ એકાદસી; પ્રભુ જ્ઞાન કેવળ લીજીએ. પ્ર. ૪
પ્રભુ મોક્ષ નારી વર્યા તમો, સહુ દૂર પાપ નિવારીને;
ભમીયો અનંતી વાર હું, હવે તાર તું દાસ ધારીને. પ્ર. ૫

પ્રભુ બાળ જ્ઞાનજ પ્રેમથી, તુજ ગુણ ગાય આનંદથી;
વાડીલાલ વંદે પ્રેમથી, તારો સુમતી ભવ ફંદથી. પ્ર. ૬.

## अथ पदमप्रभु जीन स्तवन.

(મારા સ્વામી મારાથી છોટા.) એદેશી.

પદમ પ્રભુ જીનવર તું પ્યારો,અરજ મારી અંતરમાં ધારો; પ
તારક પ્રભુ ત્રી જગ તું ત્રાતા,કમળ તુજ લંછન જગ શાતા પ.
સુસીલા માત તણા જાયા, રાજા ઘર કુળદીપક આયા. પ.
તારા માંહી ચંદ્ર ભલો શોહે, દેખી તારી મૂરતી મન મોહે. પ.
શરણ પ્રભુ આશ ધરી આયો, મોહન તુજ દરીશન મન ભાયો. પ.
તાર્યા તુમે ભવીયણ જગ પ્રાણી, દયાસિંધુ ભાવ દયા આણી. પ.
પ્રભુ મુને મહેર થકી તારો, લહીએ જેથી ભવ જળનો આરો. પ.
પ્રભુ ગુણ જ્ઞાનોદય ગાવે, વાડીલાલ શીવરમણી પાવે. પ

## अथ सुपार्श्व जीन स्तवन.

મારે આજની ઘડી છે રળીયામણી. એ દેશી.

ધન્ય ધન્યરે મંગળ વાજાં વાગીયાં જો,
શુભ પુન્ય ઉદય આજ જાગીયાં જો. ધન્ય.
પ્રભુ પ્રતીષ્ટસેન કુળ ચંદલો જો,
માત પૃથ્વી તણે શુભ નંદનો જો ધન્ય.
તુમે કાશી નગર શોહાવીયા જો,
પ્રભુ લંછન સાથીઓ લાવીઆ જો. ધન્ય.
શુભ ઠાઠ સભાનો શોભતો જો,
નાથ નીરખી અતી મન લોભતો જો. ધન્ય.

જેષ્ટ માસમાં જન્મ પ્રભુ જાણીએ જો,
સુદી દ્વાદશી દિન પ્રમાણીએ જો. ધન્ય.

પ્રભુ દૂર કર્યા કર્મ અષ્ટ અંગથી જો,
સુખ પામીયાં અવિચળ રંગથી જો. ધન્ય.

શુદ્ધ ભાવ તુજ સેવના ભુલીઓ જો,
ગતી ચાર સંસારમાં રૂલીઓ જો. ધન્ય.

હવે અરજ ગુજારૂં હું આપને જો,
સવી દુર કરો મુજ પાપને જો. ધન્ય.

સુખ પામીએ સુપાસજી આધારથી જો
ગુણ ગાવે જ્ઞાનોદય પ્યારથી જો. ધન્ય.

## अथ चंद्र प्रभु जीन स्तवन.

( કહું શું નશીએ દુખીયો કીધો છે. )

ચંદ્ર પ્રભુ માહારાજ તુમારી, મોહન મુરતી લાગત પ્યારી. ચ૦
મહાસેન કુળમેં આયારે જીનજી,લખમણા માત પ્રભુજી તુમારી ચં૦
લંછન ચંદ્રજ પ્રભુ તુમ શોહે,ઉજવળ વાન દીશે અતીભારી.ચ૦
દોઢસો ધનુશની પ્રભુ તુમ કાયા,ચંદ્રપુરીમાં લીયો અવતારી ચ૦
પોશ વદી પ્રભુ બારસ જાણું,જન્મ તિથી ઓછવ મનોહારી.ચં૦
પોશ વદી પ્રભુ તેરસે દિક્ષા, મનમાયા સેંદૂર નિવારી ચ૦
ફાલ્ગુન માસ વદી સતદીને, કેવળ જ્ઞાન લહયું સુખકારી. ચ૦
ચૈત્ર વદી પ્રભુ પંચમે ચવીયાં,ધન્ય ધન્ય ધન્ય દિન મંગલકારી.ચં૦
ભાદ્રપદી વદી સપ્તમી દીવસે, વરીયાછો વેગે શીવનારી. ચં૦
કેસરચંદન મૃગમદ ઘોળી, છાબ ભરીવળી પુષ્પથી સારી. ચં૦
પુજા કરૂં પ્રભુ વિધ વિધ રંગે,ધ્યાન ધરા અતી અંતરધારી.ચં૦

આશ ધરી પ્રભુ શરણે આયો, દરીશન દેખી જગ ઉપગારી. ચં૦
સેવકને પ્રભુ સુખીયોજ કીજે, ભવ સાહયરથીપાર ઉતારી. ચં૦
બાળજ્ઞાનોદય પ્રભુ ગુણગાવે, વાડીલાલ વદેજ વિચારી. ચં૦

## अथ सुवीधी नाथजीन स्तवन.

હે ચાંપરાજ હે ચાંપરાજ એ દેશી.

હે સુવીધીનાથ [૨] તુમે કૃપા કરો મહારાજ;
ભવ ભયનાં દુઃખ કાપશો, મમ હસ્ત જોડી કહુ આજ. આકણી
તુમરામા માત (૨) વળી સુગ્રીવ કુળ વખાણું;
પુરકા કંદી શોભતું વળી લંછન મગર જાણું. હે સુ. ૧
તુમ સ્વેતવાન [૨] વળી સભા બની સુખકાય;
ગણધર અઠા સીમલ્યાં, વળી શ્રાવક સાથ અપાર. હે સુ. ૨
તુમ એસી વીસ (૨) વળી ધનુશ તણી છે કાય;
આયુ લાખ બે પુર્વનું તે વર્ણવતાં નવ જાય. હે સુ. ૩
શુભ રાસીધન (૨) વળી પ્રભુજી કેરી સાર;
ઉજવળ કાર્તીક ત્રીજને પ્રભુ પામ્યા કેવળ નાર. હે સુ. ૪
તુમ દિક્ષા દિન (૨) વદી શાસ્ત્ર ૬ને માગશર માસ;
વળી માગસર પંચમી વદી જન્મ તણો દિન ખાસ હે સુ. ૫
પ્રભુ મહેર ધરી (૨) મુજ કર્મ કરો સબ દૂર;
આતમ રીધી ઉપજે જેમ પામું સુખ ભરપુર. હે સુ. ૬
પ્રભુ બાળજ્ઞાન [૨] તુજનેજ નમે આ વાર;
વાડીલાલ વંદે સદા જીનરાજ મુને અબતાર. હે સુ. ૭

## अथ शीतळजीन स्तवन.

**રાગ બનજારા** ( મુજ છોડ ચલા બનજારા એ દેશી. )
હે શીતળનાથ જીન પ્યારાં, મુજ સાહીબ મોહનગારાં. ટેક.

તુમે નંદા દેવીના જાયા, શુભ માઘ માસમાં આયા;
વદી બારસ જન્મ તુમારાં, મુજ સાહીબ. હે શીત. ૧

શુભ માધ વદી પ્રભુ બારે, કર્યો દિક્ષા ઓછવ પ્યારે;
ધન્ય દિન તે મંગળ કારા, મુજ સાહીબ હે શીત. ૨
તુમ ભદીલપુરની માંહી, બની સભા અતિ શુભ ત્યાંહી:
મળ્યાં સાધુઓ વીસ હજારાં, મુજ સાહીબ. હેશીત૦ ૩
વળી ગણધર એકને એસી, તેની મુરતી ચંદ્રજ જેસી;
વળી શ્રાવક સાથ અપારાં, મુજ સાહીબ. હેશીત૦ ૪
પ્રભુ પોસ તણો દીન સારો, વદી ચૌદશ મંગળ કારો;
પ્રભુ કેવળજ્ઞાન સુધાર્યા, મુજ સાહીબ. હેશીત૦ ૫
હું વળી પુજા કરવા આવું, શુભ કેસર ચંદન લાવું;
વળી પુષ્પ અને ફળ પ્યારાં, મુજ સાહીબ હેશીત૦ ૬
પ્રભુ જ્ઞાનોદય ગુણ ગાવે, શીશ વાડીલાલ નમાવે:
દયો શીવરમણી આ વારાં, મુજ સાહીબ. હેશીત૦ ૭

## अथ श्रेयंस जीन स्तवन.

( ગીરીવર દરીશન વીરલા પાવે એ દેશી )

શ્રી શ્રેયંસ પ્રભુ મુજ પ્યારો, સેવકની અરજી ઉરધારો: શ્રી.
વિન્ય તણે કુળ આયારે વાલા, વિનયા તણે કુખ જન્મ તમારો. શ્રી. ૧
લંછન ખડગ તણું શુભ ભણીએ, કંચન વાન શોહાવત સારો શ્રી.
છોંતેર ગણધર સાથ સભાનો, સીંહ પુરીમાં ઠાઠ તમારો. શ્રી ૨
સાધુ સાધવી સંજમ ધારી, શ્રાવક શ્રાવીકા સાથ અપારો. શ્રી.
એસી ધનુશની સુંદર કાયા, ન્યાલ થયો નીરખી મન મારો શ્રી ૩
શરણુ તમારે હું આવ્યોરે સ્વામી, પાપ પડળ મુજ દૂર નિવારો. શ્રી.
મગ્ન અતી જેમ મીન છે જળમાં, લીન થયો તુજમાં મન મારો શ્રી. ૪
મહેર કરી પ્રભુ દાસની ઉપર, જય વંતા જગ પાર ઉતારો શ્રી.
બાળજ્ઞાનો દય મંડળ પ્રેમે, વંદુ હું વાર જીણંદ હજારો. શ્રી ૫.

## अथ वासपुज्य जीन स्वन.

રાગ—ગોવીંદના મહીનાનો. ( આદીતે અરીહંત અમ એ દેશી).

હે વાસ પુજ્ય જીન રાજ મુરતી તારી રે,
શુભ ચંદ્ર સરીખો તેજ મોહન ગારીરે;
શુભ વાસુરાય કુળ ચંદ જીનજી આયારે,
તુમ લંછન પાડો સાર જયાના જાયારે. ૧.

તુમ સભા તણો શું હાઠ મુખે કહીએરે,
સંજમ રશી બહોંતેર સહેસ સાધુ લહીએરે;
વળી સાધવી શ્રાવક સાથ શોભા સારીરે,
તુમ ચંપાપુરી માંહ્ય આનંદ કારીરે. ૨.
પ્રભુ ફાગણ વદી ચૌદસ જન્મ તમારોરે,
થયો ઓચ્છવ રંગ અધિક અતિ સુખ કારોરે;
પ્રભુ ફાગણ પુનમ સાર દિક્ષા ધારીરે,
સહુ કર્મ કર્યા ચકચૂર મોહ નીવારીરે. ૩.
શુભ કેસર ચંદન સાર ઘોળી ઉમંગેરે,
વળી પુષ્પ તણી શુભ છાબ લહીએ સંગેરે;
નિત્ય ન્હવણ વિલેપન ચંગનીર સુગંધેરે,
કરૂં પુજા અષ્ટ પ્રકાર અતી મન રંગેરે. ૪.
પ્રભુ વરીયા શીવ સુખ સાર સેવક તારોરે,
જેમ લહીએ આતમ સુખ ભવજળ આરોરે;
પ્રભુ જ્ઞાનોદય ગુરુ સંત ગુણ નિત્ય ગાવેરે,
તુજ વાડીલાલ જે દાસ શીશ નમાવેરે. ૫.

# अथ वीमळ जीन स्तवन.

રાગ ઇંદ્રિસભા.

સકળ સિધી દાયક સદા જે વિમળજીનેશ્વર રાય;
પ્રેમ ધરી પ્રણમું સદા, જેમ દૂરગતી દૂર પલાય.
કૃત વર્મ કુળ ચંદલો પ્રભુ સામાદેવી માય;
કંચન વરણી શોભતી પ્રભુ અતી સકોમળ કાય. ૧
શરણ તમારે આવીયો પ્રભુ આણી મન ઉલ્લાસ;
નેહ નજરથી નિહાળીને પ્રભુ પુરો મનની આશ.
જગ ઉપગારી દેખીયો, પ્રભુ જાચ્યો જગદાધાર;
કર્મ કલંક નિવારીને મુજ આપો ભવજળ પાર. ૨
વાર અનંતી હું ભમ્યો પ્રભુ ભવ અટવી મોઝાર;
દરીશન તુજ દીઠું નહીં પ્રભુ આ ભવ પાર ઉતાર.
શીશ નમાવી હું કહું પ્રભુ ભક્તિ અતીમનો હાર;
આપો જીનજી આ સમે જેમ લહીએ સુખ ભંડાર. ૩
રાજ રાજેશ્વર રાજીઆ પ્રભુ કંપીલ પુર આ વાસ;
સભા તુમારી શોભતી સત્તાવન ગણધર પાસ.
સંખ્યા અડસઠ સહેસની જે ગુણવંતા અણગાર;
વરતે શુભ પરીણામ સું નિત્ય શ્રાવક શ્રાવીકા સાર. ૪
કેસર ચંદન ઘસી ઘણાં વળી મૃગમદ ચઢતે રંગ;
ભાવ ધરી ભક્તિ કરું નિત્ય પુજું જીનવર અંગ.
પ્રેમ ધરી પ્રણમે સદા પ્રભુ જ્ઞાનોદય સુખકાર;
વાડીલાલ વંદે સદા, જીનરાજ મુને આધાર. ૫

## अथ अनंत जीन स्तवन.

( અરે લાલદેવ ઈસતરફ અથવા અહો ઈશ એ દેશી.)

નમુ હું કરોરે કૃપાજીનરાય, દીયો સેવ આજે અતી સુખદાય;
ન રૂપં સરૂપં ન લોભં નમાન. ચીદાનંદ રૂપં નમે બાળજ્ઞાન. ૧

કરી પાપ દૂરે વર્યા શીવનાર, હવે રાજ રાજેશ્વરા મુજ તાર;
દયાલુ જીનંદા દયાના નિધાન, ચીદાનંદ રૂપં નમે બાળ જ્ઞાન. ૨

ફર્યા મેં અનંતા નહીં જ્યાંય પાર, ભરી પાપ પેટી ન કીધો વિચાર·
નહીં દિન એકે ધર્યું તુજ ધ્યાન, ચીદાનંદ રૂપં નમે બાળ જ્ઞાન.

ભમ્યો ભૂતળે હું શૂણો આજ વાત, બન્યો રાય રાંકુ અનંતીજ જાત;
નહીં ધર્મ કીધું નહીં શુભ દાન, ચીદાનંદ રૂપં નમે બાળજ્ઞાન. ૪

ધરી પ્રેમ પૂરો હું આવ્યોજ આજ, જીનંદા હવે હું સુધારોજ કાજ;
કરૂં રાવ જે હું લીયો આપકાન, ચીદાનંદ રૂપં નમે બાળજ્ઞાન. ૫

જીનંદા જીનંદા જપું નામ હું, કૃપાનાથ આજે દીયે સાથતું;
નહીં અન્ય તારા વિનાં ગૂણવાન, ચીદાનંદ રૂપં નમે બાળજ્ઞાન. ૬

નમી કોડ વારે વદે વાડીલાલ, દીયો રત્ન માળા વરૂં શીવમાળ;
સભા જૈનગાવે પ્રભુ ગૂણગાન, ચીદાનંદ રૂપંનમે બાળજ્ઞાન. ૭

## अथधर्म जीन स्तवन.

( સોનારૂપા કે સોગઠે સૈંયા ખેલત બાજી એ દેશી )

મહેર કરો મુજ ઉપરે, દાદાધર્મ જીણંદા;
ભવ ભયના દુઃખ કાપશો, ધારી પ્રેમ આનંદા;
દાસ તુમારો આવીયો, રૂડા દરીશન સેવા;
તત્પર થાશો મુજને દાદા દરીશન દેવા. ૧

દયા ધરો દાસ ઉપરે, દાદા આજ ઓભારે;
ભવદુઃખ દરીયામાં હયથી, મુને લેશોજ પારે;

હુંછું બહુ અજ્ઞાનીઓ, નથી જ્ઞાનજ મારે;
કરૂં વિનંતી આપને, ત્રણ રત્ન હોબારે. ૨
જેથીકરી પાર ઉતરૂં, દાદા મારાંઓ પ્યારાં;
કરજોડી નિત્ય વીનવું, નમી વાર હજારાં
શરણ તમારે આવીઓ, પ્રભુ દેખી દયાળુ
ઉત્તમ સેવા દીજીએ, નિજરૂપ નિહાળુ. ૩
આપતર્યા મુજ તારશો, એવી આશા હું ધારૂં;
મોહ મદન નિવારશો, એમ આજ ઉચારૂં;
તારક તું જીન દેખીયો વાડીલાલે ઉમંગે;
વંછીત સેવા દીજીએ, પ્રભુ પુરણ રંગે. ૫

## अथ सांती जीन स्तवन.

આદીજીન અંતરજામી જગ વીશરામી ચંદારે. એરાગ

જગતારક શ્રી જીનરાયા, આજે કીપા કરો રે; એ ટેક.
છો શાંતીનાથ મુજ પ્યારા રે, પ્રભુ મહેર કરો આધારારે,
ગુણીયલ ગજપુરના શ્વામી, નિત્ય વંદુ હુ શીર નામી;
પુરણ પદવી તુમ પામી, આતમરામી ખરો રે. જગ. ૧
હું શરણુ તમારે આવ્યો રે, તુમ મંડપ મુજ મન ભાવ્યો રે,
આપો મુજ જ્ઞાન અપારાં. જગ જીવનતું આધારાં;
સબ સંકટના હરનારાં, મારાં પાપ હરોરે. જગ. ૨
તુમે શુભ મંડપે બેઠા રે, તુમ દાસ ખડાં હે હેઠા રે,
પ્રભુ મહેર કરી મુજ તારો, જેમ લહીયે ભવજળ આરો:
જાણીજ તમારા બાળો; કરૂણા આપ કરોરે. જગ. ૩

દયાદાસ પર ધારોરે; આ ભવ ભયના દુઃખ વારોરે;
વળી ભક્તિ દીયો મુજ સારી; હું સદા રહીશ આભારી;
જેમ વરીયે શીવ સુખનારી; સુંદર સાહ્ય કરોરે. જગ. ૪
હું પાપ પીંડ ભર પુરોરે; નહીં કર્મ કરેજ અધુરોરે;
પરદારામાં લલચાયો; જગ ધંધામાં હું ધ્યાયો,
તુમ દરીશનતો નવી પાયો; આપદ આપ હરોરે. જગ. ૫
અબ આશ ધરી એક તારીરે; પ્રભુ દીઠો જગ ઉપગારીરે;
શેવકને સુખીયો કીજે; સુભદાન અભય પદ દીજે;
નિત્ય વાડીલાલ વદીજે; ચિંત્યાદુરે હરોરો. જગ. ૬

## अथ कुंथुनाथ जीन स्तवन.

### ઝીંઝોટી ઠુમરી–( વિનતી ધરજો ધ્યાન–એ દેશી. )

જગમાં તું જયકાર મેંવારી પ્રભુ જગમાં. એ ટેક
સુરકુળ આયા શ્રી દેવી જાયા, લંછન બકરો ઉદાર. મેંવારી.
કાય તુમારી કંચન વરણી, ગજપુરી સુખકાર. મેંવારી.
વૈશાકમાસ વદી દીન ચૌદે, જન્મનો ઠાઠ અપાર. મેંવારી.
ચૈત્રતણી પ્રભુ ઉજવળ બીજે, વરીયા કેવળ સાર. મેંવારી.
વૈશાક માસ વદી દીન પડવે, વરીયા શીવ સુખસાર. મેંવારી.
આથડીઓ હું વાર અનંતી, ચૌગતી ચોક મોઝાર. મેંવારી.
આશ ધરી પ્રભુ એક તુમારી, ભવજળ પાર ઉતાર. મેંવારી.
બાળજ્ઞાનોદય મંડળ પ્રણમે, પ્રેમધરી આ વાર. મેંવારી.
ભણે વાડીલાલ ભાવ ધરીને, અબ મોહે પાર ઉતાર. મેંવારી.

## अथ अरनाथ जीन स्तवन.

### ત્રોકટ વૃત

જગ તારક તું જગમાં જયરે, તુજ સેવકરે વિઘટે ભયરે;
મુજ રાવ ધરો પ્રભુ મે'ર કરી, અરનાથ નમું નિત ભાવ ધરી. ૧

તુમ કંચન કાય ભલી ભણીએ, વળી લંછન સાર અતી ગણીએ;
તુમ હાડ બન્યો જસભાજ તણો,જગમાં જશ વાધી રહયોજ ઘણો.૨
ગજપુર અતીતમ શોહતહે. મુરતી નીરખી જગ મોહતહે;
સહુ કર્મ તમે પ્રભુ દૂર કર્યા, મન મોહ તજી પ્રભુ શીવ વર્યા. ૩
અતી કેસર ચંદન સાર ઘણાં, પ્રભુ સેવ કરૂં નવી રાખું મણાં
વળી છાબ ફુલોની સુસાર ભરી, પ્રભુ આંગી રચું અતી ભાવ ધરી.૪
અરજી મુજ એકજ ઉર ધરો, જગ તારક સેવકને ઉધરો;
વાડીલાલ વદે કરજોડી તને, સુખ સંપત દે અરનાથમને. ૫

## अथ मलीजीन स्तवन.

### રાગ—કલ્યાણ.

શ્રી જદુ પતી, પ્રભુ તું અકલ ગતી;
પાપી પ્રાણી છુ હું માટે આપ સન્મતી. ટેક
કુળ મંડણ શુભ કુંભરાયના મલી જીનવર રાય;
માતા પ્રભાવતીના જાયા, કુબેર જક્ષ સોહાય. શ્રીજદુ. ૧
લંછન શોહે શુભ કલસનું, નીલ વર્ણ છે કાય;
રાજ તુમારૂં મથુરા નગરી, મેખરાસી સોહાય. શ્રીજદુ. ૨
અઠ્ઠાવીસ ગણધર સાથ બની છે, સભા તુંમારી સાર;
કોડી અનંતા સાધું સાધવી, શ્રાવકનો પરીવાર. શ્રીજદુ. ૩
કરમ ખપાવી હુવા કેવલી, જગ ઉત્તમના જાણ;
કુતર્કમાં હું ફસી પડયોછું, કરો હવે નીરવાણ. શ્રીજદુ. ૪
કરજોડીને કહે છે, ધારી મોતી વિજય આધાર;
વાડીલાલ વદે શીર નામી, જીનરાજ મુજતાર. શ્રીજદુ. ૫

## अथ मुनीसुव्रत जीन स्तवन.

રાગ—રેખતો–( ખલક એક રેનકા સુપના એ દેશી )

મુની સુવ્રત જીન પ્યારાં, સદાછો કર્મથી ન્યારાં;
માતા પદમા વતી જાયા, રાજા સુમિત્ર કુળ આયા. ૧

વરણ શુભ શ્યામ અતીશોહે, કછપ લંછન જગ મોહે;
રાજ્ય ગ્રહીમાં પ્રભુ વસીયા, સકળ સંઘના મુખો હસીયાં. ૨

સભા કેરો ઠાઠ અતીશોહે, સવી સંઘ દેખકે મોહે;
પુરવત્રીસ સહેસનું પાળી, આયુ અતી સુખમાં ગાળી. ૩

જગત જંજાળ હું વસીગો, વિષય સુખ પંચમાં ફસીયો;
શરણ અબ આવીઓ તારે, ભર્યો ભવ દુઃખને ભારે. ૪.

હવે મુજ તારશો શ્વામી, પછી નથી લેખવી ખામી;
પ્રભુ જ્ઞાન મંડળી ભાવે, વાડીલાલ તુજને ગાવે. ૫.

## अथ नेमीनाथ जीन स्तवन.

( તુમ ચીદ ધનચંદ આનંદ લાલ. એ દેશી. )

મેરો સાહેબ નેમી જીનંદ લાલ, તોરે જાપ જપે જય કારી; મેરો.
વિજયસુ મંડણ વીજયાસુ કુખે, શુભ કંચન કાય તુમારી. મેરો. ૧

શ્રાવણ વદની અષ્ટમી દીવસે, તુમ જન્મ લીગો સુખ કારી; મેરો.
એકાદસી દિન દીક્ષાઓ માસે, તુમે પાપ પડળ દુર વારી. મેરો. ૨

સાર વર્ષા પ્રભુ હે સુખકારી, તુમે કેવલ નારસુ ધારી મેરો.
માસ અશાડ વદી નવમી દિન, તુમે દિક્ષા લીની વૃત ધારી. મેરો. ૩

વૈશાક માસ વદી દશમી દિન, પ્રભુ સાર વર્ષા શીવ નારી; મેરો.
ભવ નીધી વાર અનંતી હું ભમીયો, વેઠયા નરક નીગોદ અપારી. મે. ૪

જીનવર આજ શરણ તુજ આયો, અબ આશ ધરી પ્રભુ તારી; મે
ક્યારેજા મંડળ પ્રભુ ગુણ ગાવે, વાડીલાલ વદેજ વિચારી. મેરો. ૫

## अथ नेमनाथ जीन स्तवन.

રહો ગુરૂ રાજનગર ચોમાસુંરે અથવા રઘુપતી રામ. એ દેશી.
ભવી તુમે નેમનાથને સેવોરે, જેહ મોક્ષ બતાવણ મેવો. ભવી. ટેક.

પ્રભુ શીવાદેવીના જાયારે, શુભ સમુદ્રવિજ્ય કુળ આયારે;
શોહે સ્યામ વરણ શુભ કાયા. ભવી. ૧

જેમ તારામાં ચંદ્ર વખાણુંરે, તેમ મુખ તણું તેજ જાણુંરે;
વળી લંછન શંખ પ્રમાણું. ભવી. ૨

જેની દશ ધનુશની કાયારે, સોરીપુરમાં જન્મ ધરાયારે;
રથ તોરણથી જે ફીરાયા. ભવી. ૩

જેને છંડી છે રાજુલ નારીરે, જાઈ ચડ્યા ગઢ ગીરનારીરે;
લીધો સંજમ ત્યાં સુખકારી. ભવી. ૪

શુભ કેસર ચંદન રંગેરે, ધોળી મૃગ મદ પરીમળ સંગેરે;
પુજો પરમાતમ નવ નવ અંગે. ભવી. ૫

ગુણ બાળજ્ઞાનોદય ગાવેરે, વાડીલાલ તે શીશ નમાવેરે;
જેથી જનમ મરણ દુઃખ જાવે. ભવી. ૬

## अथ पार्श्व जीन स्तवन.

**રાગ ભૈરવી ગજલ**—( દયાલુ દેવ કૃપાલુ તું. )

દયાલુ દેવ કૃપાલુ તું, કહુંછું ચિત ધારી હું;
આવ્યો હું આજ દરીશન કાજ, શ્રૂણો હે પાસજી મહારાજ ૧

નિરંજન નાથતું દેવા, પરમ પ્રભુ દીજીએ સેવા;
પૂરણ પરભાવ હું વસીયો, જબર જગ જાળમાં ફસીયો. ૨

કહુંછું રે શ્રૂણો જીનજી, ધરો મુજપર ખરે મનજી;
નથી જ્ઞાન બુદ્ધિ હે મારી, દીયો શુભ ભક્તિ જે પ્યારી. ૩

જગત જીંદગાની છે થોડી, કહુંછું નાથ કરજોડી;

ધર્યો શીરગે તું સાચે, અવરસું ન મુજ મન રાચે.૪
આવ્યો પ્રભુ હું શરણ તારે, ભર્યો ભવ દુઃખને ભારે;
વદે વાડીલાલ શીરનામી, દીયો પ્રભુ સેવ શીવ ગામી. ૫

## अथ महावीरजीन स्तवन.

**રાગ ઝાંઝોટી ઠુમરી** [ પુર્ણ થયો છે ખેલ. એ દેશી )

ચીતે ધરો મહાવીર, સજન જનો ચીતે ધરો. આંકણી.

કેસર ચંદનજીન નવ નવ અંગે, પુજતાં હરે ભવપીર. સજ.
ભાવ ધરી શુભ દરીશન કરતાં, લળી નમાવો શીર. સજ.
સફળ હોવે સહુ કાજ તુમારાં, ભાંગે ભવ જંજીર. સજ.
ભક્તિ કરો ભવિજન શુભ ભાવે, તારક ત્રીભોવન ધીર. સજ.
નર ભવ પામી પ્રભુ નિત્ય પુજો, મન વચ શુદ્ધ શરીર. સજ.
ભણે વાડીલાલ ભાવ ધરીને' ધ્યાન ધરો મન થીર. સજ.

## कळश.

[શ્રી અરીહંત પદ ધ્યાઈએ. એ દેશી.]

ચઉવીસ જીનવર રંગસું, ગાયા અતી મેં પ્યારેરે;
બાળજ્ઞાનોદય મંડળી, રહી તેના આધારેરે. ચઉ.
ભૂત અને વેદ નંદમાં, ચંદ શવંચ્છર જાણોરે;
માસ અશાડ વદી દીને, એકાદસીસુ વખાણોરે. ચઉ.
તે દિન જીન ગુણ ગુંથીઆ, અંગ ઉમંગ વધારીરે;
ઉત્તમ ભક્તિ ઉરે ધરી, ધન્ય ધન્ય ધન્ય જય કારીરે. ચઉ.
બારેજા ગામ શોહામણું, જીન મંડપ દી શોહેરે;
પહેલા અને જીન સોળમાં, નીરખીને મન મોહેરે, ચઉ.
અલ્પ મતી શક્તિ ધરી, ગ્રંથ લધુ આ કીધોરે;
ભક્તિ કરી જીન રાજની, લાવ લાખેણો લીધોરે. ચઉ.

ઓધવ સુત નમી કહે, લીંબડી વાસી આજેરે;
ભણે વાડીલાલ ભાવથી, ગાવે તે સુખ છાજેરે. ચઉ.

# इति चतुर्वीसी संपुर्ण.

## बारेजा मंडण मुळ नायक
## श्री रीखवजीन स्तवन.

### રાગ બનજારા.

હે મારૂ માતના જાયા, નમુ આદી જીનેશ્વર રાયા; ટેક
તુમે નાભી તણે કુળ આયા, શુભ વૃખભ લંછન પાયા;
તુમ કંચન વરણી કાયા, નમું આદી જીનેશ્વર રાયા. હેમારૂ. ૧
પ્રભુ ધનુશ પાંચસેં જાણું, તુમ દેહનું માન પ્રમાણું;
ધન્ય બારેજા મંડપ રાયા, નમુ આદી જીનેશ્વર રાયા. હેમારૂ ૨
તુમ સભાનો ઠાઠજ શોહે, નીરખીને મનડું મોહે;
સેવે સુરવર નર પાયા, નમું આદી જીનેશ્વર રાયા. હેમારૂ. ૩
તુમે નાથ નીરંજન તરીયા, શિવ લટકારી વધુ વરીયા;
ધન્ય વિનિતાપૂર સોહાયા, નમુ આદી જીનેશ્વર રાયા. હેમારૂ. ૪
હું ઢુંઢત ઢુંઢત આગો, તુમ દરીશન સુખભર પાયો;
હવે કર્મ સવીજ હરાયા, નમું આદી જીનેશ્વર રાયા.હેમારૂ. ૫
તુમ નીરખી આજ દેદારો, અતી આનંદ અંગજ મારો;
સેવું ભાવ ધરી તુજ પાયા, નમું આદી જીનેશ્વર રાયા. હેમારૂ. ૬
હે નાથ નિરંજન સ્વામી, કરો કૃપા સકળ ગૂણ ધામી;
દો શરણુ શીશ નમાયા, નમું આદી જીનેશ્વર રાયા. હેમારૂ. ૭
હું ક્રોધ કપટનો ભરીયો, વળી મોહ મમતનો દરીઓ;

વળી જગ ધંધામાં ધ્યાયા, નમું આદી જીનેશ્વર રાયા. હેમારૂ. ૮
વદે વાડીલાલ વિચારી, દો ત્રણ રતન સુખકારી;
ગુણ બારેજા મંડળ ગાયા, નમુ આદી જીનેશ્વર રાયા. હેમારૂ. ૯

## अथ कुंथुनाथ जीन लावणी.

શણો કુંથુનાથ મહારાજ કહું કરજોડી;
મુજ સેવકની શણ વાત મતી છે થોડી.
મેં ધરી કુમતી બોત કુકર્મો કીધાં;
તુમ ગુણ રત્ન અમુલ્ય હાથ નવ લીધાં. ૧
મેં કર્યા અતી અપરાધ શણો જીન દેવા;
સુખદાયક ભૂલ્યો અરજ તુમારી સેવા.
મેં ક્રોધ લોભકી બાત કબૂ નવ છોડી;
વળી મમતા માયા માંહય પ્રીત મેં જોડી. ૨
મેં કરી કપટની રીત કુડની બાજી;
એમ ભરી પાપના પુંજ્ય થયો હું રાજી.
એમ આજ લગી હું ભમ્યો ચક્ષે નવ દીઠું;
તુમ ઉત્તમ ગુણ ભંડાર દરસ જે મીઠું. ૩
હવે મહેર કરી મુજ આજ પ્રભૂજી પ્યારા,
મુજ અંતર વેરી બોત કરો હવે ન્યારા;
બહુ હોંશ ધરી હું આજ શરણ તુજ આવ્યો,
તુમ દરીશન દેખી આજ મુજ મન ભાવ્યો. ૪
પ્રભુ દિન દયાળા દેવ ભક્તિ મુજ દીજે,
જેમ ભાંગે ભવ જંજાળ અમર પદ લીજે;
કરજોડી વાડીલાલ આજ ઉમંગે,
પ્રભૂ માગે તુમપદ સેવ દીજીએ રંગે. ૫

## अथ नेमनाथ जीन लावणी.

ઠણુણું ઠણુણું ઘંટ બાજતા, અવાજ હોતા ચોતાળા;
છનનં છનનં ભુંગળ વાજે, થૈથૈ નાચત મોરલાલા.
ઠણુણું ઠણુણું ઘુઘર બાજે, રથ શોભીતા સોનેરી;
છનનં છનનં ઝાલર વાજે, દેખત હે નર ને નારી. ૧
ઠાઠ કર્યો બહુ હસ્તી ઉપર, જડાવ સાજે સોનેરી,
સારંગી વળી સનસન કરતી, એસી જાન બની તેરી.
ઠમક ઠમક બહુ અશ્વ ઓપતાં, ચર્ણે પહેરી ઝાંઝરીઆં;
સુંદર જાદવ સંગ શોભીતાં,ખુશ દેખી મુજ આંખડીઆં. ૨
ઠાઠ બનાઈ આએ જીનજી, દેખી રાજુલ મન ભાયા;
સબ સખીયન તો મીલકર જોતી, સ્યામ વરણુ શોહે કાયા.
નેમ પ્રભૂજી તોરણુ આયે, પોકાર સુની તવ કાને;
પસુવન સબકે પ્રાણુ જાયગે, તુમ તો પરણોકે ટાણે. ૩
દયા દિલમે આઈ પ્રભૂજી, રથ ફેરા હે નિરધારી;
રાજુલ રોતી મૂકી એકલી, ગયા નેમજી ગીરનારી.
લોકાંતીક તબ આયે દેવતા, કહેતે પ્રભૂકું શીરનામી;
સંજમકો અબ અવસર સોહે,અરજી સુન લો શીવગામી. ૪
સહેસાબનમેં સંજમ લીનો, ઉચરીઆ મહાવ્રતચારી;
પચાસકે ઉપર દિન પાંચે, વરીયા કેવળ વરનારી.
વધાઈ પામી રાજુલ નારી, હરખ ઉરમાં અતી ધારી;
નેમ પ્રભૂજી પાસે પહોચી, સંજમ લીધો સુખકારી. ૫
કરમ ખપાવી હુવા કેવલી, જગ ઉત્તમ રાજુલ જાણી;
નેમ પ્રભૂજી પહેલાં પહોંચી, જોવા શીવસુંદીર રાણી.
નેમનાથને રાજુલ નારી, વરીયા પદ પરમાનંદી;
વાડીલાલજ કરે વિનતી, આપો સેવા સુખકંદી. ૬

## चेतन उपदेश लावर्णीओ.

રાગ—ચેત તો ચેતાવું તુનેરે પામર પ્રાણી—

ચેત તો ચેતાવું તુનેરે, ચેતન મેરા. એ આંકણી.
મોહ માયામાં તે રાખ્યો, જૈનનો ન સ્વાદ ચાખ્યો;
અંતકાળે પ્રભૂ ભાખ્યોરે, ચેતન મેરા. ૧

જનમી શું લાભ લીધો, ખોટનો વહેપાર કીધો;
પુન્યનો પ્યાલો પીધોરે, ચેતન મેરા. ૨

લોભ મોહ કરોધ રાખી, પાપ પલ્લે બાંધ્યા સાખી;
અંતે ઉડશેજ ખાખીરે, ચેતન મેરા. ૩

કાળ ગાજે તુજ માથે, શુભકાર્ય નિજ હાથે;
નકી એજ આવે સાથેરે, ચેતન મેરા. ૪

નારી તારી જે છે પ્યારી, નહીં આવે સાથ તારી;
નકી ધાર શીખ મારીરે, ચેતન મેરા. ૫

સગા વ્હાલાં જે છે પ્યારાં, દુઃખમાં નથી તે તારાં;
સુખનાં છે રમનારાંરે, ચેતન મેરા. ૬

ઘડીમાં તે જીવ જાશે, માતપીતા જોઈ રહેશે;
ભાઈ હાથે દાગ દેશેરે, ચેતન મેરા. ૭

સુખદાઈ જે છે વીધી, ધર્મ ધ્યાન કીજે રીધી;
શીખ વાડીલાલે દીધીરે, ચેતન મેરા. ૮

### રાગ—ભલાજી મેરો નેમ ગયો ગીરનાર.

ભલાજી ખોટા દુનિયાનો ખ્યાલ નિવાર, સમજ લે પ્રાણીયા.આંકણી.
ભમીયો ભવનિધી વાર અનંતી,ભ૦ સહ્યા નરકની ગોદ અપાર. સ૦
મોહ મગત સબ દૂર કરીને, ભ૦ ધરો શુદ્ધ ધરમ આચાર. સ૦
રાત્રો દિવસ તેં ધ્યાનજ રાખ્યું,ભ૦ એક કરવા જગ વહેપાર.સ૦
પાપ કરમ અતી કુડ તેં કીધાં,ભ૦ ભેળી કીધી તેં પુંજી અસાર.સ૦

દારુ ને સાદુ રહે એક ઠામે, ભ૦ તુમ સંગે ન આવે લગાર.સ૦
માટે હવે તું શીખ આ માની, ભ૦ એક જૈન ધરમ ઉર ધાર.સ૦
ગતી થશે તુજ અતી સુખકારી, ભ૦ જેમ પામીએ ભવજળપાર.સ૦
શીખ કહી વાડીલાલે ઉમંગે, ભ૦ નીજ આતમને હિતકાર. સ૦

## बारेजा मंडण मुळनायक श्री रीखवदेवनी वरस-गांठना उत्सवनुं वर्णन.

### લાવણી.

છે હરખ તણો દિન આજ, આદી જીનરાજ, બારેજા માંહી. બા૦
છે વરસગાંઠ દિન આજ, પ્રભુનો ત્યાંહી;
બહુ હોંશ થકી મળી નાર, ગાય ગીત સાર, ધારી ઉમંગે. ધારી૦
જયજય કારક દિન આજ વધ્યો ઉછરંગે. ૧
મળ્યાં જૈનબંધુઓ લોક, થોકનાં થોક, જૈન મંદીરે. જૈન૦
શુભ વસ્ત્ર પહેરી વળી લાલ પાઘ છે શીરે,
જડે રિધ સિદ્ધ અતિ જેમ, વધ્યો છે તેમ, હર્ષ સહુ અંગે. હ૦ જ૦ ૨
પ્રભુ આંગી બની અતીસાર, કંઠમેં હાર, શોભતો સારો;
વળી મુગટ શોભતો શીર ગગનનો તારો,
પ્રભુ મુખ શોભતું ચંદ, જોઈ આનંદ, અતી મુજ અંગે. અ૦ જ૦ ૩
શુભ કેસર ચંદન સાથ, પુષ્પ લઈ હાથ, વરગ રૂપેરી. વરગ૦
કરે પુજા વિધવિધ જાત ઈંડે સોનેરી,
વળી ધ્વજા ચડાવી સાર, શીખર મોઝાર, અતી મંનરંગે. અ૦ જ૦ ૪
વળી પુજા કેરો પાઠ, ભણાવી ઠાઠ, મચાવ્યો ભારી; મચાવ્યો૦
બહુ કાંસી કલહલ કરે જુએ નર નારી,
વળી છનનં કરતાં નાદ, ત્રાંસાનાં સાદ, રંગબેરંગે. રંગ૦ જ૦ ૫

વળી શરણાઈના રાગ, બન્યા એ થાગ, જોઈ આનંદે; જોઈ૦
શુભ વરસ બાણુને યુગ નંદને ચંદે,
વળી રચી દીપની માળ, ઝાક ઝમાળ, મળી સહુ સંગે, મ૦ જ૦ ૬
શુભ દિસે સપ્તમો માસ, શુકલ દિન ખાસ, શોમને તેરે; શોમ૦
બહુ મચી રહયો છે ઠાઠ જૈનનાં દેરે,
વળી સ્વામીવત્સલ સાર, ધરીને પ્યાર, કર્યાં ઉમંગે. કર્યાં૦ જ૦ ૭
શું કહુ તેહ વિસ્તાર, નહીં છે પાર, ઠાઠ છે ભારી; ઠાઠ૦
સહુજન મંનરંજન કાર બની દીવાળી,
કહે પ્રેમે વાડીલાલ, જોઈ આ તાલ, અતી ઉમંગે. અતી૦ જ૦ ૮

## आरती.

શ્રી આદીનાથ રાયા, મારૂદેવી જાયા; પ્રભુ મારૂ૦
ભવભય દૂર હરાયા, મુક્તિ પદ પાયા. જય દેવ જય દેવ.
પ્રભુ વિનીતાપુર શ્વામી, તું અંતર જામી; પ્રભુ તું૦
જગ જંતુ વીશરામી, વંદુ શીર નામી. જય દેવ૦
હું ક્રોધ કપટ ભરીઓ, મોહ મમત દરીઓ; પ્રભુ મોહ૦
સેવ નહીં તુજ વરીઓ, પંચ વિશય પડીઓ. જય દેવ૦
પ્રભુ સેવકને તારો, ભવ ભય દુઃખ વારો; પ્રભુ ભવ૦
હું છું દાસ તમારો, હે જગ જયકારો. જય દેવ૦
પ્રભુ બારેજા માંઈ, દેવળ સુખદાઈ; પ્રભુ દેવ૦
સેવ સદાજ સવાઈ, વાડીલાલ લાઈ. જય દેવ૦
પ્રભુ આરતી જે ગાવે, સુખ સંપત પાવે; પ્રભુ સુખ૦
જ્ઞાનોદય ગુણ ગાવે, શુભ ધરી ભાવે. જય દેવ૦

ઇતિ સંપુર્ણ.

# શ્રી જૈન બાળ જ્ઞાનોદય સભા.

સંવતે ૧૯૪૫ ના જેષ્ટ સુદી ૧૫ને ગુરૂવારના રોજ સભા મળી નીચે મુજબ ઠરાવ થયો.

વાડીલાલ ઓધડ, પ્રેસીડેન્ટ.
ચતુરભાઈ લલુભાઈ. સેક્રેટરી.
કસ્તુરભાઈ કેવલચંદ મંત્રી.
શોમચંદ મગનલાલ, ખજાનચી.

## મેંમ્બરો.

ડાહ્યાભાઈ ખીમચંદ.
જેચંદભાઈ છગનલાલ.
શોમચંદ રવચંદ.
ઉમેદ દોલતચંદ.
તોભોવનલાલ છગનલાલ.
કાલીદાસ છગનલાલ.
નથુભાઈ મુલચંદ,
શોમચંદ નાથા.
જેઠાભાઈ દોલતચંદ.
ડાહ્યાભાઈ સાંકલચંદ.
ચુનીલાલ અનોપચંદ.
ભીખાભાઈ કેવળદાસ.

એ રીતે ઠરાવ થયો છે.

# જાહેર ખબર.

## આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી રોકડી કિંમતે મળશે.

**લીંબડી**—મી. છગનલાલ સંઘજી. ગાંધી ઠે. પાંચહાટડી.

**અમદાવાદ**—મી. કેશવલાલ પુરૂશોતમદાસ પાડાપોળ સાધુગોળાની બારી.

**વીરમગામ**—બોહોરા મોહનલાલ નાનચંદ ઠે. વકીલ હરીલાલ મોહનલાલને ત્યાં તથા શા મગનલાલ લક્ષ્મીચંદ પાસેથી,

જે સાહેબોને આ બુક ખરીદ કરવા ઈચ્છા હોય તેઓએ ઉપર લખેલે ઠેકાણેથી અથવા અમારી ઓફીસમાંથી રોકડી કિંમતે મંગાવી લેવી દસ નકલે એક નકલ ભેટ અને ચાર કરતાં વધારે ખરીદનારને પોસ્ટેજ માફ. નાટપેટ પત્ર લેવામાં આવશે નહી.

**શ્રી જૈન બાળ જ્ઞાનોદય સભા. બારેજા.**

---

## અમારાં પરતાં ગામડાનાં જૈન બંધુઓને સુચના.

**મેહેરબાન સાહેબો**—આપના તરફથી વિદ્યા વધંકને વધારો થવા માટે અમોને કેટલાએક ઉમદી રકમોની ભેટ મળી છે. જેથી આપનો આભાર માનીએ છીએ પરંતુ તેની પહોંચ આ પુસ્તકમાં જગ્યા સંકોચને લીધે આપી શક્યા નથી માટે માફ માગીએ છીએ.

**શ્રી જૈન બાળ જ્ઞાનોદય સભા બારેજા.**

**સહી. ચતુરભાઈ લલુભાઈ સેક્રેટરી.**